# ગૂજરાતનો બાળોપયોગી
# ઇતિહાસ.

ગુજરાતી ત્રીજા ધોરણના

વિદ્યાર્થીઓને સારૂ.

બનાવનાર

શ્રીભોવનદાસ ગોપાળદાસ બુકસેલર



**સુરત મધે**

હેગાપીરના પુલની નવી સડક ઉપર "સોટી સેંટ્રલ

પ્રેસમાં આદરજી રતનજીએ છાપ્યો.



સંવત ૧૯૩૪——સને ૧૮૭૮.

**કીમત દોઢ આનો**

# ગૂજરાતનો બાળોપયોગી ઇતિહાસ.

## ગુજરાતી ત્રીજા ધોરણના

વિદ્યાર્થીઓને સારૂ.


બનાવનાર

ત્રીભોવનદાસ ગોપાળદાસ બુકસેલર





**સુરત મધે**

ફુળાપાડના પુલની નવી સડક ઉપર "સીટી સેંટ્રલ

પ્રેસમાં આદરજી રતનજીએ છાપ્યો.

---

સંવત ૧૯૩૪——સને ૧૮૭૮.

**કીમત દોઢ આનો.**

# ગૂજરાત દેશનો બાળોપયોગી ઇતિહાસ.

આપણો દેશ હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં આસરે ૨૦૦ ગાઉ લાંબો અને સવાસો ગાઉ પોહોળો આરબી સમુદ્રના કાંઠાને લગતો ઘણીજ ફળદ્રુપ જમીનનો એક ભાગ છે. જેની ઉત્તરે રજપુતાના માંહેલું મારવાડ અને મેવાડ તથા પશ્ચિમે કચ્છનું રણ આ આરબી સમુદ્ર, તથા દક્ષિણે આરબી સમુદ્ર ને કોકણ માંહેલા જીલ્લો તા. પૂર્વે કંઈક ભાગ મેવાડનો માળવા અને ખાનદેશ છે. એની મધ્યે આવેલા દેશમાં ઘણા અસલના વારામાં એશિઆ માંહેલા રૂશિઅન હદમાં આવેલા જારજીઆ પ્રાંતના રહેવાશી જારજીયન નામે ઉદ્યોગી લોકોની એક ટોળી આવી ને વસ્તી કરી. (જેથી કરીને આ દેશના મૂળ વતનીઓ ભીલ અને ચોધરા દુબળા વગેરે નાશીને ડુંગરોમા વસવા લાગ્યા જે આજ પણ ત્યાં ઢોરની અવસ્થામાં રહે છે) તે પરથી આ દેશનું નામ ગૂજરાત પડયું. જેની કેટલીક નિસાનીઓ ગૂજર સુથાર, ગૂજર સોની, અને ગૂજર વાણીઆઓ હજી સુધી મળી શકે છે ત્યારથી એમાં શેહેરો બધાવા લાગ્યાં.

એ દેશપર હાલમાં મહારાણી વિકટોરીયાનું રાજ છે. તે અંગ્રેજ જાતનાછે અને તેઓ આપણે દેશથી આસરે ૭૦૦૦ ગાઉ પ

ણે દુર વિલાયતમાં રહે છે. તેની તરફથી અમલ ચલાવવા સારૂ હેઅ લોકો આવે છે. તેમણે સારી રીતે બંદોબસ્ત રહેવા સારૂ જુદા જુદા વિભાગો પાડેલા છે. એ વિભાગો સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, તથા કાઠીઆવાડ ઇલાકો, મહીકાંઠા ઇલાકો, રેવાકાંઠા ઇલાકો, પાલણપોર ઇલાકો તથા સુરત ઇલાકો તથા વડોદરા અને ખંભાતનું સંસ્થાન મળીને અગીઆર વિભાગો છે. તેમાંથી પેહેલાં ચારમાં ખાસ અંગ્રેજી અમલ છે. બીજા પાંચમાં દેશી રાજયોના સામટા જથા ઉપર સામટો અમલ છે. અને છેલાં બે સસ્થાન ઉપર અંગ્રેજી અમલદારોની દેખરેખ ॥ આ દેશમાં સારાં સારાં સોભીતાં શેહેરો, કસ્બાઓ. રમણ ઓ અને જાત્રાનાં તીર્થો નિચે લખ્યા પ્રમાણે છે.

સુરત, ભરૂચ, નડીઆદ, ખેડા, ખંભાત, વડોદરા, પાટણ, અમદાવાદ, ભાવનગર, જુનાગઢ, ધોળેરા, ધોરાજી, નવાંનગર, પોરબંદર, માગરોળ, મોરબી, વાંકાનેર, રાંધણપુર, ઇડર, વડનગર, વીસનગર, પાલણપોર, ડીસા, કપડવંજ અને ગોધરા વગેરે શેહેરો છે. અને તાપી, નર્મદા, મહી, સાબરમતી, વીશ્વામીત્રી, બનારસ, સરસ્વતી, ભાદર, ભોગાવો, અને શેત્રુંજી વગેરે નદીઓ છે. આ દેશમાં જુદી જુદી જાતનાં તિર્થોનો ભરાવ પણ પુશ્કળ છે. એમાં દ્વારકાં એ હિંદુઓના મુખ્ય ચાર તિર્થો માંહેનું એક હોવાથી આખા હિંદુસ્તાનમાંથી લોકો જાત્રા સારૂ આવે છે. એ કાઠીઆવાડના *પશ્ચિમ ભાગમાં છેક દરીઆ કાંઠે આવેલું છે. બીજું ખેડા જીલ્લામાં ડાકોર ગામમાં રણછોડજીનું ધામ છે. વળી મહીકાંઠા ઇલાકા

ઉડર સંસ્થાનમાં સામળાજી તથા દાંતા પાસે આગાસુર પર્વત ઉપર અંબાભવાનીનું દેરૂં છે. વળી ગાયકવાડ સરકારના કડી પ્રગણા ના સંખ્પનપુર ગામમાં બેચરાજી ને ચાંપાનેર પાસે પાવાગઢ ઉપર કાળીકાની જાત્રા ભરાય છે. વળી સેત્રુંજ્યા. આબુ. અને ગીરનાર ઉપર શ્રાવકોના મોટાં તીર્થો છે. તથા નર્મદા કાંઠે ચાંણોદ અને વાં સદાની પાસે દેવકી ઉનાઇની દર વર્ષે જાત્રા ભરાય છે.

આ દેશ ફળરૂપ અને વેપારી છે. અહીંની જમીન સારી છે. તેમાં મધ્ય ભાગની જમીન તો સર્વોતમ છે. તેમાં આજ પંદર વરસ રૂનો વેપાર વધી પડવાથી કપાસ લોઢવાના, રૂ કાંતવાના અને ણુવાના કારખાનાં ઉભાં થયાં છે. તેમજ અનાજ, ગોળ, રૂ, ું અને લાકડાં, જરી કામ અકીક કામ વગેરે બહાર દેશાવર આતે પુષ્કળ માલની રવાનગી છે. તેમજ પરદેશથી આપણા ખપની હજારો ચીજ આવે છે.

એવા દેશ ઉપર આપણે આગળ કહ્યું તેમ હાલમાં મહારાણી વિકટોરી આનું રાજ છે તે. તેને સને ૧૮૫૮ના નવેંબર મહીનાની તા૦ ૧લીએ આગલી ઇસ્ટ ઇંડીઆ કંપની નામે વેપારીની ટોળી ની પાસેથી લીધું. એ ટોળીની ઉત્પતિ એવી છે કે વિલાયતમાં આ જથી પોણી ત્રણસેં વરસ ઉપર ઇલીઝાબેથ રાણીના વખતમાં વેપાર કરવા સારૂ સનંદ મેળવી ઇ૦ સ૦ ૧૬૧૧માં દીલ્હીના બાદશાહ જાં હાંગીરના અમલમાં સૂરત, અમદાવાદ. ખંભાત. અને ઘોઘામાં વ ખાર બાંધી વેપાર કરવાને રજા મળી હતી. ત્યાંથી વધતાં વધતાં આ ખર આખા હિંદુસ્તાનનું રાજ મેળવ્યું.

તેના પેહેલાં મરેઠાઓનો આ દેશ ઉપર અમલ હતો. ત
ીસે ચાલતો. કેટલાક ઉપર પુનાવાળા પેશ્વાનો અને કેટલાક ઉપર
વડોદરાવાળા ગાયકવાડનો હતો. એ મરેઠી રાજયના સ્થાપનાર મૂ
ળ પુરૂશ શીવાજીએ આવીને પેહેલ વેહેલું હિ૦ સ૦ ૧૬૬૪માં સુરત
શેહેર લુટયું તેમાં પુષ્કળ દ્રવ્ય મળ્યું તેની લાલચે કેટલેક કાલે ફી
જીવાર લુટયું. અને જતી વખત એક કાગળ લખી ગયા તેમાં લ
ખ્યું છે કે જો સુરતના લોકો દર વરસે મને ૧૨૦૦૦૦૦.બાર લાખ
રૂપીઆ ખંડણી આપ્યા કરે તો અમે સુરતમાં લુટ ચલાવીશું નહીં.
એવી રીતે લુટવાથી ફાયદો મેળવી રાજ્ય સ્થાપનારાઓને રાજ્ય
જામ્યા પછી પણ લુટવાની ટેવ ગઈ નહીં. એ રાજયમાં લુટ.
અને જબરાઇ વગેરેથી ગુજરાતની રૈયત દુઃખી દુઃખી થઇ. એ
ઠી અમલના છેલ્લા વખત માંહેના કેટલાક મરડાઓ હજી હયાત હ
શે. તે એ દુઃખની વાતથી સારી રીતે જાણીતા હશે. છેલ્લે એ રાજ
પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વેહેંચાયું. તેમાંથી પેશ્વાનો ભાગ સને
૧૮૧૭માં છેલ્લા પેશ્વાબાજીરાવ પાસેથી અંગરેજ કંપનીએ જીતી
લીધો. ત્યારથી ભાગ ઉપર અંગ્રેજનો અમલ બેઠો. અને ગાયકવા
ડ પણ અંગ્રેજ સરકાર રાજીરહે એ પ્રમાણે અમલ ચલાવવાને
કબુલ થવાથી ગુજરાતની રૈયતને લૂટવાનો, ઠગાવાનો અને ગેરઇ
નસાફનો ભય જઇ વિદ્યા કળા મેળવવા લાગ્યા.

એ મરાઠી અમલ ગુજરાત ઉપર આસરે પોણોશો વરસ ચા
લ્યો, પણ તેની પેહેલાં સાડી ચારસેં વરસ સુધી એટલે હિ૦ સ૦
૧૩૦૪ થી હિ૦ સ૦ ૧૭૫૫ સુધી આ દેશ ઉપર મુસલમાનોનો અમ

હતો. તેમાંના કેટલાંએક દિલ્હીના બાદશાહો તરફથી આવેલા સુબાઓ હતા. પણ જ્યારે દિલ્હીની ગાદી ઉપર કેટલાક નબળા બાદશાહો થયા તે વખતે મુશલમાન સુબાઓ ગુજરાતના સ્વતંત્ર બાદસાહ થઇ ગયા તેમાંના કેટલાક ધર્માભિમાની હોવાથી રૈયતને ધર્મ સંબંધી પીડા ભોગવવી પડી હતી. હિંદુઓથી પોતાના પૈસા સુખે પોતાની મરજી માફક વપરાતા નહીં. સફેત અંગરખો અને લાલ કે લીલી પાઘડી પેહેરાય નહીં. અને છત્રી ઓઢાતી નહોતી. તેમજ મુશલમાન નહીં. * એવા જે મરદને દાઢી ફુટે તેણે દર વરસ સવા છ રૂપીઆ સરકારમાં ભરવા પડતા. વળી હિંદુના સારાં સારાં દેરાં તોડાવી તેના પથરા મૂર્તિ સુદ્ધાં મસીદો બાંધવાના કામમાં લેતા. તેની એધાણી તો અમદાવાદ અને રાંદેર વગેરેની જુમામશીદો મોજુદ છે.

એ ગુજરાતના સ્વતંત્ર બાદશાહોમાં અહમદશાહે ઇ૦ સ૦ ૧૪૧૧માં પોતાના સીકારથી અસાવળની આસપાસની ફળદ્રુપ જમીન અને ત્યાંના પશુઓની હીંમતથી ખુશી થઇ સાબરમતી નદીને કાંઠે અમદાવાદ શેહેર વસાવ્યું. તેમજ મહમદ બેગડાએ જૂનાગઢ ને પાવાગઢ જીતીને બેગડો કહેવાયો. તેણે મેહેમદાવાદ વસાવ્યું. એ બાદશાહને એવો વેહેમ હતો કે મને કોઇ ઝેર દઇને મારી નાંખશે. તે પરથી તેણે સોમલનું વ્યસન રાખ્યું હતું. તે દરરોજ તોલા સુધી સોમલ ખાતો તેથી તેનું લોહી એટલું ઝેરી થઇ ગયું હતું કે જો ભમરો કરડતો તો તે મરી જતો. ગૂજરાતના એજ બાદશાહ પાસે દરીઆઇ ફોજ હતી એમ જણાય છે. કારણ કે વલશાડ અને દમણ

* એ જજીઆ કર કહેવાય છે.

ના ક્યાંથી* આ લોકોને એણે એ વડે સજા કરી હતી. એ બાદશાહિ આંના છેલા એટલે મુજફ્ફર ત્રીજાની પાસે હિંદુસ્તાનના બાદશાહ મહાન અકબરે ગુજરાતની ગાદી લઇ લીધી ત્યારથી તે શાહજહાંના અંત સુધી ગુજરાતી લોકો સુખ ચેહેનમાં રહ્યા. કેમકે એ ભલા બાદશાહના અમલમાં કોઇને ધર્મ સંબંધી હરકત નહોતી. અને રૈયતને સુખ આપવું એ પોતાનો ધર્મ સારી પેઠે સમજતો હતો. એણે એ કુતોના સુખને સારૂ વીઘોટી ઠરાવી. અને તોલ તથા માપ નક્કી કીધું. વળી જાત્રાળુ પાસે જે કુર લેવાતો તે તથા જજીઆ વગેરે કાઢી નાંખી લોકોને સુખી કર્યા. એ અકબરથી તે મુસલમાનીના અંત સુધી ૪૮ સુબાઓ દિલ્હીની ગાદી તરફથી આવી ગયા. તેમાં છેલ્લા સુબા જુવાંમરદખાં બાબી પાસેથી અમદાવાદ મરેઠાઓને મળ્યું. તેના વસંજ આજ પણ રાંધણપોર વગેરે સંસ્થાનોમાં નવાબી કરે છે.

એ ગુજરાત અસલ હિંદુ રાજાઓના અમલમાં ઘણી સારી સ્થિતિમાં હતું. પણ જે રાજા પોતાનો ધર્મ ભુલી જઇ મોજ મઝા ભોગવવામાં પડે છે તે આખરે રાજ્ય ખોય છે. તેનો તાજો દાખલો વડોદરાવાળા મલ્હારરાવનો છે. તેમ પુનાવળો છેલો બાજીરાવ અને રજપૂત વંશમાં ગુજરાતનો છેલો રાજા કરણ એવા હતા. એ કરણે પોતાના માધવ પ્રધાનની રૂપાળી સ્ત્રી જોઇને પોતાની ઘેરી કરવા સારૂ તેને પકડી મંગાવી. એ બનાવથી માધવે ગુસ્સે થઇ દિલ્હી જઇ તે વખતના લોભી તથા ખુની બાદશાહ અલાઉદ્દીન ખીલજીને સમજાવી, ૩૬૦ ઘોડા ભેટ કરી ગુજરાત ઉપર મુસલમાની હુમલો

---

* વહાણ લુટનારા.

આવ્યો. તેની સાથે રાજા કરણ લડયો તો ખરો પણ હારીને દક્ષિણ માં પોતાની છોકરી સાથે નાસી ગયો. અને તેની કમળાદેવી આદી રાણીઓ તથા બીજી રાજ સામગ્રી જીતનારાઓએ દિલ્હી મોકલી દીધી. એથી રજપુત રાજની આખર આવી.

---

## ચાવડા વંશ.

જેમ મોજીલા ને બાયલા રાજાઓથી રાજ્યનો નાશ થા થાય છે. તેમ ઉદ્યોગી ધીરજવંત સાવધ અને ચતુર માણસોથી રા જ્ય સ્થાપન થાય છે. એવી રીતે આપણા ગુજરાતમાં સૌથી જુના માં જુનું રાજ્ય વલભીપુરનું જણાયલું છે. તે વલભીપુર કાઠીઆવાડ માંહેલા ભાવનગરની પશ્ચિમ બાજુએ વળા કરીને ગામ છે તે ગામ ની પશ્ચિમ દીશા તરફ આસરે ત્રણ ગાઉ ફરતાં ખડેરો પીલવાણની ઝાડીઓમાં તપાસ કરવાથી મળી આવે છે. તેમાં ઘેલો કરીને એક વેહેળો ચોમાંસામાં પુર આવવાથી માટીનું ખોદાણ કરે છે. તે વખ ત જુની ઇમારતોના પાયા જણાય છે. એ પુરાનાં શેહેરનો છેલ્લો રાજા શીલાદીતથઇ ગયો. તે શીવ માર્ગી હતો. પણ તે વખતે પીળાં લૂગડાંવાળા બૌધ સાધુ ને ધોળાં લૂગડાંવાળા જૈન સાધુઓનું જોર વધારે હતું. તેઓ રાજાના દરબારમાં સરતો કરીને તકરાર કરતા અને પરીણામે સરત મુજબ વર્ત્તતા. તે પ્રમાણે શીલાદીતના દરબાર માં વાદ થઇ રાજાને બૌધ ધર્મિ કર્યો. પણ તેના ભણેજ ભરૂચના પાટવી કુંવરે એ વાત સાંભળી રાજપાટ તજી જૈન શાસ્ત્ર ભણ્યો અ ને વાદ કરી બૌધવાળાને હરાવી દેશવટો આપ્યો. ત્યારથી જૈન સાધુ ઓનું જોર વધ્યું છે. એ શીલાદીત લોભીઓ હતો. તેણે એક કુંડ

શ્રી મારવાડી વેપારીની દીકરીની જડાવ કાંસકી પોતાની દીકરી સારૂ જબરાઇથી લીધી. તેથી મારવાડીએ ગુસ્સે થઇ ઉત્તર માંહેથી કોઇ જબરા લોકોને તેડી લાવી વલભીનગર અને વલભી રાજનો નાસ કરાવ્યો. ઇ૦ સ૦ ૩૨૯. એ પછી ઉત્તર ગુજરાતમાં કચ્છના રણની થડમાં હાલ જ્યાં ઝીંઝુવાડા છે તેની પાસે પંચાશર કરીને શેહેર હતું. ત્યાં ઇ૦ સ૦ ૬૯૬ને સુમારે ચાવડા વંસનો જયશિખરી નામે રાજા રાજ કરતો. હતો તે વખતે હાલમાં જ્યાં કનોજ તેની થડમાં તે વખતમાં કલ્યાણ નગર હતું ત્યાંનો ભુવડ નામે સોળકી વંસનો બળવાન રાજા રાજ કરતો હતો, તેણે ગુજરાતની જમીન, વરતી, અને સમૃદ્ધિથી લલચાઇને પેહેલાં પોતાના મીર નામે જોદ્ધાને ફોજ આપીને મોકલ્યો. પણ તે હારીને પાછો જવાથી ભુવડે જાતે આ દેશ ઉપર ચડી આવી પચાસરને ઘેરી લઇને બાવનમે દીવસે રાજાને મારીને શેહેર કર્યું. પણ મરતાં પેહેલાં પોતાની ફોજનો ખુટકો જોઇને પોતાની ગર્ભવતી રાણીને રાનમાં નસાડી મુકી. જ્યાં તેને દીકરો અવતર્યો. તેને છ માસ સુધી, ભીલ, ભીલડીઓની મદદ વડે ઉછેરી. પોતાના ઓળખીતા સીલગુણ સુરી નામે ગોરજીના આસરા નીચે વધારે મદદ સારૂ છોકરાને લઇને બાઇ જઇ રહી. ત્યાં તેનું નામ તેણે વનરાજ પાડયું. તે વખત, એ રાણીનો સુરપાળ નામે સુરો ભાઇ છોકરો મોટો થવાથી વાટ જોઇ ટાંપી રહ્યો હતો. અને ગોરજીની કેળવણીથી વનરાજ સૂરો અને ધૈર્યવાન નીવડવાથી મામો અને બીજાઓની મદદ લઇ પોતાના બાપનુ ગુમાવેલું ગુર્જરીરાજ્ય પાછું મેળવ્યું. અને પંચાસરનો નાસ થયલો ઇત્યાદી કારણથી

વધારે વચલા ભાગ તરફ *અણહીલવાડ નામે સંવત ૮૦૨માં શેહેર વસાવ્યું જે આજ સિદ્ધપુર પાટણને નામે ઓળખાય છે. ત્યાં ૬૦ વરસ રાજ કરીને ઈ૦ સ૦ ૮૦૬માં મરણ પામ્યો. તેના પછી તેનો છોકરો યોગરાજ ગાદી ઉપર બેઠો. તે એક ગ્રંથકાર એને નિશાન મારનારો હતો.

એ ચાવડા વંશના રાજાઓના નામ તથા તેનાં અમલના વરસ નીચે પ્રમાણે

| નામ. | ગાદીએ બેઠાનું વરસ. | ઉઠયા અથવા મુવાનુ વરસ. | રાજ કરવા ની મુદત. | સગપણ. |
| --- | --- | --- | --- | --- |
| જયશિખરી. | ૬૯૬ | ૭૪૬ | ૫૦ | મૂળ પુરૂષ. |
| વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ | દીકરો. |
| યોગરાજ. | ૮૦૬ | ૮૪૧ | ૩૫ | દીકરો. |
| ખેમરાજ. | ૮૪૧ | ૮૬૬ | ૨૫ | દીકરો. |
| ભુવડ(પીથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ | દીકરો. |
| વિજયસિંહ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ | દીકરો. |
| રત્નાદિત. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ | દીકરો. |
| સામતસિંગ. | ૯૩૫ | ૯૪૨ | ૭ | દીકરો. |

## સોળંકી વંશ.

આ છેલા રાજા સામતસંગજીને કંઇ સંતાન ન હોવાથી તેની બેન લીલાના છોકરા મૂળરાજને એની ગાદી મળી તેથી ચાવ

* આણુહીલ ભરવાડના નામ ઉપરથી આણુહીલવાડ.

ડા વંશની સમાપ્તી થઇ ગુજરાતની ગાદી સોળંકી વંસના હાથમાં આવી; એવી રીતે કે સામતસંગજીના વખતમાં કલ્યાણની ગાદીએ ભૂવનાદીત્ય નામે રાજા રાજ કરતો હતો, તેને ત્રણ છોકરા રાજ, બીજ, અને દંડક નામે હતા. તે વખતના લોકોના વિચાર એવા હતા કે પોતાની જાતે પેદા કરેલું તે સર્વોતમ છે. એવા વિચારથી ઘણા રાજકુમાર પરદેશ નીકળી પડતા તેમજ આ ત્રણે છોકરા સોમેશ્વરની જાત્રાથી વળતાં પાટણના દરબારમાં આવ્યા અને ત્યાં રહેતાં મોટો છોકરો રાજ સૂરો, ચતુર અને ઘોડા કેળવવામાં હોંશીઆર જણાયાથી ગુજરાતના રાજાએ પોતાની બેન લીલાને તેની સાથે પરણાવી. તેથી છોકરો થયો તે ઉપર કહેલો મૂળરાજ તેને મામાની ગાદી મળવાથી મોસાળમાં બીજાં સર્વ સગાંને મારી રાજ કરવા લાગ્યો એણે સોરઠ અને કચ્છ દેશ જીત્યા. એણે રૂદ્રમાળો નામે સિવાલય ચણાવ્યું. તથા હાલમાં ઔદીચ નામે ઓળખાતા ઉત્તર ભાગના વિદ્વાન બ્રાહ્મણોને લાવી આ દેશમાં વસાવ્યા. પછી રાજ પાટ પોતાના છોકરા ચાંમુંડને સોંપી પોતે ધર્મના કામમાં ગુંથાયો. ચાંમુંડે તેર વરસ રાજ કરી પોતાના છોકરા વલ્લભને ગાદી સોંપી પોતે કાશી જઇ રહયો. પણ વલ્લભ થોડા દીવસ રાજ ભોગવી શીતળાના આજારથી મરણ પામ્યો. તેથી તેના નાના ભાઇ દુર્લભને ગાદી મળી પણ પુત્ર મર્યાના સોકને લીધે રાજ પોતાના નાના ભાઇ નાગરાજના દીકરા ભીમદેવને સોંપી પોતે સુકલતિર્થમાં જઇ ધર્મદાન કરવા લાગ્યો. ભીમદેવ બાણાવળી ને ઘણો જોરાવર હતો પણ ગિજનીના સુલતાન મહમુદે ઇ૦ સ૦ ૧૦૨૪માં ગુજરાત ઉપર ઓચીંતી

સ્વારી કરી તેથી ભીમદેવ નાઠો અને મહમુદે પાટણ લઇ સોમના થના મોટાં શિવાલયમાથી મહાદેવ અને બીજા દેવતાઓની મૂર્તિઓ ભાંગી નાખી કરોડો રૂપીઆનું સોનુ રૂપું અને જવાહીર લઇ તથા કેટલાંક માણસોને પકડી લઈ સિંધના રણને રસ્તે પોતાના દેશ તરફ ચાલ્યો. આખરે રણમાં ભુલો પડવાથી પાણી વગર તેના હજારો માણસ તરફડી તરફડીને મુવાં એ ભીમદેવના વખતમાં વિમળશાહ નામે પૈસાદાર શ્રાવકે આબુ ઉપર અને આરાસુર ઉપર ઘણા મોટા આરસ પહાણની સરસ બાંધણીના સુંદર દેરાં બધાવ્યાં છે. એ ભીમદેવ ૪૦ વરસ રાજ્ય કરી ઇ૦ સ૦ ૧૦૭૨માં પોતાના છોકરા કરણને રાજ્ય આપી પોતે તિર્થવાસ કર્યો.

એ રાજા કરણને કોઇ જોડે લડાઈ કરવી પડી નથી તેથી પ્રજાના સુખ્યન અર્થે પાટણની થડમાં પાંચ ગાઉ ઘેરાવાનુ કરણ સાગર નામે મોટુ તળાવ ખોદાવ્યુ. તથા કર્ણાવતી નામે શેહેર વસાવ્યુ હતુ. તે દક્ષિણ માહેલા ચંદ્રાવતી નગરના રાજાની છોકરી મીનળદેવી સાથે પરણ્યો હતો. તેથી સિદ્ધરાજ નામે કુવર થયો, તેને અગીઆર વરસનો મુકીને રાજા કૈલાસવાશી થયો. તેથી થોડા વખત, રાજકારભાર મીનળદેવીએ ચલાવ્યો. તેના વખતમાં પાટણ પાસે વાવ. ધોળકાનું તળાવ અને વિરમગામનુ મુનસર ઇત્યાદી નવાણો બધાવ્યા છે. તેમજ સિદ્ધરાજે પાટણ પાસે સહસ્ત્રલીંગ તળાવ ખણાવ્યુ તથા સિદ્ધપુર પાસેનો મૂળરાજના વખતમાં બંધાવલો રૂદ્રમાળો સમરાવીને પુરો કરાવ્યો. એ વગર દેશમાં ઠેકાણે ઠેકાણે વાવ કૂવા અને તળાવો બંધાવવાથી આજ પણ લોકો તેને વિસરતા

નથી. જો કોઈ જૂનું નવાણુ માલમ પડે તો સદરા જેસંગે કરાવેલું કહે છે. એ પ્રતાપી રાજાની આણ હિમાલયથી કર્ણાટક સુધી ફરતી હતી. તે સોરઠના રાજા રાવખેંગારને મારી તેની રાણી રાણકદેવીને પકડી લાવ્યો. એ બાઈ વઢવાણ આગળ ભોગાવતી નદીને કાંઠે સતી થઈ હતી. એ કિર્તિવંત રાજા ૪૯ વરસ રાજ કરીને મરણ પામ્યો. તેને કાંઈ છોકરું ન હોવાથી તેના ભત્રીજા કુમારપાળને ગાદી મળી. એના વખતમાં હિમાચાર્ય નામના પંડીત થઈ ગયા છે. એ રાજા ૩૧ વરસ રાજ કરી રગતપીતના રોગથી મરી ગયો. તેના પછી, તેનો ભત્રીજો અજેપાળ ગાદીએ બેઠો. એ વૈષ્ણવ ધર્મને માનતો. તેથી જૈનના કેટલાક દેરાં તોડાવી નાંખ્યાં હતાં. એને રાજ કરતાં ત્રણ વરસ થયાં એટલે એનીદેવડીના એક માણસે કટારથી તેનો જીવ લીધો. તેને મૂળરાજ નામે કુંવર હતો. તે નાનો હતો. માટે બાપ મૂળરાજ કહેવાયો. એની નાની ઉમરને લીધે રાજ વૈવટ એની માએ કર્યો. પણ એ વખતમાં અફગાનીસ્તાનના બાદશાહ મહમદ ગોરીએ ગુજરાત ઉપર ચઢાઇ કરી, પણ રાજાના બાહાદુર કાકા ભીમદેવે તે લોકોને મારી કાઢયો. બે વરસ સુધી નામનો અમલ ચાલ્યા પછી બાળ મૂળરાજ મરી ગયો. તેથી ગાદી ભીમદેવને મળી. એના વખતમાં રજપુતોની સો માંહોમાંહેની લઢાઈને લીધે આ ચાળુંક્ય શાખાની પડતી થઈ, ગુજરાતની ગાદી ઉપર વાઘેલા વંશની સ્થાપના થઈ.

## સોળંકી વંશની વંસાવળી નીચે પ્રમાણે.

| નામ. | ગાદીએબેઠાનું વરસ | ઊઠયા અથવા મુવાનું વરસ. | રાજ્યકરવાની મુદત. | સગપણ- |
|---|---|---|---|---|
| મુળરાજ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫ | ભાણેજઆગ્ર બા રાજાનો. |
| ચામુંડ. | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ | છોકરો. |
| વલ્લભ. | ૧૦૨૫ | ૧૦૭૫ | ૦ | છોકરો. |
| દુર્લભ. | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ | ભાઇ. |
| ભીમદેવ. | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ | ભત્રીજો. |
| કરણ. | ૧૦૭૨ | ૧૦ ૪ | ૨૨ | છોકરો. |
| સિધરાજ. | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ | છોકરો. |
| કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ | ભત્રીજો |
| અજેપાળ. | ૧૧૮૪ | ૧૧૭૭ | ૩ | ભત્રીજો |
| બાળમુળરાજ. | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ | છોકરો |
| ભોળોભીમ. | ૧૧૭૯ | ૧૨૨૩ | ૪૪ | મુળરાજનો. |
| ત્રીભોવનપાળ. | ૧૨૨૩ | ૧૨૨૫ | ૨ | ભત્રીજો. |

### વાઘેલા વંશ.

પરાક્રમી પુરૂષોમાં ઊદયજ છે સોળંકી સાખામાહેલા વાઘેલા ગામના રહેવાશી એક માણસે રાજના દુશ્મનસાથ રક્ષણ કરવામાં મદદ આપી માટ઼સુના માહારાજની પ્રીતી મળવી હતી. તેના છોકરા વિશળદેવને ભીમના રાજમાં પ્રધાનવટું મલ્યું હતું. એ વખત

માં રાજાની પડતી દશા આવવાથી રાજ પ્રધાને આટોપી લેવા-ને ગુજરાતની ગાદી વાઘેલાવંશના હાથમાં ગઈ. એ વંશના નીચે પ્રમાણે રાજાઓ થયા.

| નામ | ગાદીએ બેઠા નું વરસ. | ઊઠયા અથવા મુવાનું વરસ. | રાજ કરવાની મુદત. | સગપણ. |
|---|---|---|---|---|
| વિરધવળ. | ૧૨૨૫ | ૧૨૨૫ | ૦ | મુળ પુરૂષ |
| વિશાળદેવ. | ૧૨૨૫ | ૧૨૬૪ | ૩૯ | દીકરો. |
| ભીમદેવ. | ૧૨૬૪ | ૧૨૬૪ | ૦ | દીકરો. |
| અરજુનદેવ. | ૧૨૬૪ | ૧૨૯૪ | ૩૦ | દીકરો. |
| સારંગદેવ. | ૧૨૯૪ | ૧૨૯૬ | ૧ | દીકરો. |
| કરણ. | ૧૨૯૬ | ૧૨૯૭ | ૧ | દીકરો. |



# જાહેર ખબર.

સુરત કેળાપીઠના પુલની નજીક ઉપર શા૦ જીવનદાસ ગોપાળદાસ અને બીજા બુકસેલરો પાસેથી મળશે.

| | રૂ૦ આ૦ પા૦ |
|---|---|
| દુકાળનો ગરબો | ૦–૧ |
| હિંદુસ્તાનની ભુગોળ | ૦–૨ |
| કાળી વીજય (ભાષાન. જુની વારતા) | ૧–૮–૦ |
| યુરોપની ભુગોળ. | ૦–૨–૦ |
| રાણીનો ગરબો. | ૦–૧–૦ |
| નાનું કવિતા. | ૦–૪–૦ |
| આઈરીશ ફર્સ્ટબુકના મીનીંગ. | ૦–૧– |
| વનરાજ પચ્ચીશી. | ૧–૦– |
| સેકન્ડબુક સેકન્ડપાર્ટના મીનીંગ. | ૦–૮–૦ |
| હાવર્ડથર્ડ બુકભા૦ ૧લાના મીનીંગ. | ૧–૦–૦ |
| વનરાજ ચાવડો. | ૧–૮– |
| ઈશ્વર પ્રાર્થના માળા. | ૧–૦– |
| ગુજરાતી ભાષામાં વાક્ય રચનાના નિયમો. | ૦–૨– |

ઉપલી ચોપડી સિવાય બીજી બધી જાતની અંગરેજી ત ગુજરાતી સિરીઝ.તેના તમામ અર્થ મીનીંગો.બધી જાતની વાર્તા ચોપડીઓ. કાયદાની ચોપડી, વગેરે સઘળી જાતની ચોપડીઓ શા૦ જીવનદાસ ગોપાળદાસની દુકાનેથી મળશે. સામટી લેનારને કમીશન આપવામાં આવશે.